"કૃપા કરી સંપૂર્ણ વાંચી જુવો."

# માંડવ ઋષિની કથા.

બનાવનાર,

નારાયણ વિ. દયાળજી, દ્વિવેદી.

બોટાદ.—કાઠિયાવાડ.

દોહરો.

ખરે ખરી ખુબી ભરી, વાંચો ભાવી ધીર;
મદદ આપીછે મુજને, હેતે મારા વીર.
ખરીદ કરી સૌએ ખરી, ઉરમાં થઈ રળિઆત;
વાંચો વીરા હેતથી, માંડવ ઋષિની વાત.

અમદાવાદમાં

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

મિ૦ ઘેલાભાઈ નરસિંહદાસ મેહેતાએ છાપી.

સંવત ૧૯૪૪. સન ૧૮૮૮.

કીંમત રૂ. ૦-૪-૦

# અર્પણ પત્રિકા.

**બાપાલાલ વિ. માણેકલાલ.**

**પોલીસ કલાર્ક—બોટાદ.**

આપ સાહેબ આવા સ્વદેશહિતના કામમાં આપ ઘણી ઉદારતા વાપરી તન મન અને ધનથી મદદ કરોછો અને આ કામ પણ સ્વદેશહીતનું છે એમ ધારી આપસાહેબે આ બાબત જે જે મદદ કરી છે તથા આપ દયાળુ મને હમેશાં અને મને પોતાના લઘુબન્ધુ સમાન ગણી મારા ઉપર જે જે ઉપકારનાં કૃત્ય કર્યા છે. તેનો એકે બદલો મારાથી વાળી શકાય તેમ નથી છતાં આપને અલ્પ યાદગીરીને માટે આ લઘુ પુસ્તક આપની શેવામાં મુકું છું તે આપ સ્વીકારશો એવિ આશા છે.

લી. હું છું તાબેદાર.

**નારાયણ વી. દયાળજી દ્વિવેદી.**

બોટાદ.

---

મહેરબાન સાહેબો વિનંતી કરવાની કે આ પુસ્તક તમામ પદ્યમાં છે. અને ગદ્ય પણ છે તેમાં જે જે ઠેકાણે ખામી ખોડ નજરે પડે તેનો દોશ નહી દેતાં સુધારીને વાંચવા મહેરબાની કરશો એજ વિનંતી.

**લી. નારાયણ વી: દયાળજી** દ્વિવેદી.

બોટાદ.

૩૫૧૮

# માંડવ ઋષિની કથા.

## અધ્યાયં ૧ લો.

### અંતર લાપિકા.

**દોહરો.**

નાથ જગતના છો તમે, વંદુ વારં વાર;
રટણ કરીને તાહરૂં, જય જય જગકરતાર.
નથી મતી મુજમાં જરા, તું શુભ ફલ દાતાર;
જીજ્ઞાશા પુરી કરો, જય જય જગકરતાર.
દર્પણ રૂપી જગતમાં, તું તારણ કરનાર;
યા હોમ કરી સૌ ભજે, જય જય જગકરતાર.
લખું અલ્પ મતિથી તને, હે પ્રભુ શ્રષ્ટી કાર;
જીત કરો આ જગતમાં, જય જય જગકરતાર.

**સ્રગ્ધરા છંદ.**

પ્યારા પ્રેમે કરીને પ્રણમુ ધરિ નિત્યે પ્રેમથી હું સદાએ,
માટે રાખી *પરીતી મુજ પર નહિ જોશો રિસથી કદાએ;
રાખું ઊરે ઘડીએ નહિજ વિસરિ મેલું કદિ કોઈ કાળે,

*પ્રીતી.

જેથી મારૂં કરેલું સરલ સરસ સારૂં બનિ જાય ભારે.

સારા માણસો વાંચીને જશ આપે અને નઠારા માણસો વાંચીને અપજશ આપે તે વિષે—

**દોહરો.**

ગુણીજન વાંચો ગ્રંથ આ, કર્યો મેં તૈયાર;
હોંશ ધરિ સૌ વાંચશો, હેતે મારા યાર.
ગુણિજન સૌ ગુણ પામશે, દુષ્ટ પામશે દુઃખ;
દ્રેશ પામશે મન વિષે, ગુણિજન પામે સૂખ.
ગુણિજન વાંચી જ્ઞાન લે, અવગુણ ધરે ન લેશ;
મશકરિ ધરિને વાંચશે, ઉરમાં પામી દ્રેશ.
સારાને નરસું કહે, સારાનો ગુણ જાય;
નરસાને સારૂં કહે, બકતાં કદી ન કાય.
સારા તે સારૂં કહે, મનમાં લાવી પ્રીત;
પણ નરસાને સારૂં કહે, ગુણીજનની એ રીત.

સારા માણસો વાંચીને યશ આપેછે. અને નઠારા માણસો વાંચીને તુરત ટીકા કરવા દોડેછે. માટે મારો કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે; દુષ્ટ માણસને સારૂં પુસ્તક વાંચવા આપીએ તો તે કદી સારૂં બોલેજ નહીં.

---

## હવે કથા ચાલુ.

અસલના વખતમાં જેમ આપણો દેશ (ભરતખંડ) ધણિજ બાબતે ચડીઆતો હતો; સૌ પૈસેટકે સુખી હતાં. અને તે-

નો મોહ પામી પરદેશી રાજા મોહીત થઇ અસલ જે સવારીઓ હિંદ ઉપર કરતા હતા. તેવો એ દેશ રસાળ હતો માટે એવા પરદેશી રાજા આવતા; એ મુલક જેવો સમૃધીવાન હતો તેવો પવીત્ર પણ હતો. કેમકે તેમાં ઘણા મહાન પુરૂષોના અવતાર થઇ ગયાછે. અને હજારો ઋષિઓ તપ કરતા હતા. તેથી દેશ પવીત્ર મનાતો હતો. તે દેશના ઘણા મોટા ભાગછે તેમાના એકનું નામ સોરાષ્ટ કે કાઠીઆવાડ હાલનો છે. તે પ્રાંતછે, તેમાં પણ ઘણા મોટા મોટા ઋષિઓ તપ કરતા હતા. હાલમાં કલયુગને વિષે એવા કોઈ ઋષિ નથી. પણ હાલના સમયના જે બ્રાહ્મણો છે. તેમના બાપદાદાના પુર્વજો ઋષિઓ ગણાતા હતા. પણ ઘણા અપવાદોને લીધે તેમનામાં હલકાઇ આવતી ગઇ તેથી કરિને તેઓ આવા બ્રાહ્મણરૂપ રહ્યા અને તેમનું લોકોમાં કાંઇ પણ માન રહ્યું નથી. માત્ર જરા છે તે કાંઈ લેખામાં નહીં.

હાલના બ્રાહ્મણોને શિર લોકો જુદા અપવાદો ગોતી કાઢેછે પણ તેમાં એ બ્રાહ્મણોનો વાંક નથી. કેમકે જેવો યુગ તેવા બ્રાહ્મણ માટે તે દોશ બ્રાહ્મણને શીર નથી.

સૌરાષ્ટ ભુમીના ઉત્તરભાગની અધવચમાં એક અસલ મોટું શેહેર હતું અને એ નગરનું નામ *દાહીદમતી નગરી હતું. એ નગર ઘણુંજ મોટું હતું અને સો પૈસેટકે સુખી હતાં લોકો પણ ભલા અને ઉદ્યોગી હતા અને

---

* એ શેહેરના નામથી સૌ લોકોમાં ઉલ્ટા ગુણો હતા.

એ નગરના નામ પ્રમાણે તેનાથી સૌમાં ઉલ્ટો ગુણ હતો. રાજા પંડે જાણે સાક્ષાત કામદેવજ હોયની તેવો હતો. એ રાજાનું નામ દુર્ગસેન હતું એ રાજા મહા પરાક્રમી અને બળવાન હતો. રાજાએ પોતાની રૈયતને માથે કોઈ પણ જાતનું દુઃખ રાખ્યું નહોતું અને ઉપજમાંથી માત્ર દશમો ભાગ લેતો હતો. રાજા પંડે ધર્મના કામમાં આગેવાન થઇ-આગળ ચાલતો અને ધર્મની મૂર્તિ હતો. હવે રાજા દુર્ગસેનનો મુખ્ય પ્રધાન હતો તે રૈયત ઉપર ઘણો જુલમ ગુજારતો હતો. તેથી રાજાને તેના ઉપર ક્રોધ ચઢ્યો. તેથી રાજાએ તેને પોતાના રાજ્યમાંથી કાઢી મુકયો.

પ્રધાન કેવાય તે ચાલી નીસર્યો છે. અને આગળ જઈ તેણે રાજ્ય સ્થાપન કર્યું અને જબરી ફોજ એકઠી કરી અને રાજા દુર્ગસેનના રાજ્યમાં આવી બંડ ઉઠાવ્યું પણ તેમાં તે જય પામ્યો નહીં અને ત્યાંથી પણ તેને ભાગવું પડયું. અને મહાન રાજા દુર્ગસેનનાં માણસો પણ તેની પાછળ ગોત કરવા નીસર્યાં અને પ્રધાન દેશ મેલી પરદેશમાં નાશી ગયો; નાસતાં એક ઠેકાણે બેઠોછે ત્યાં મન સાથે પસ્તાવો કરેછે.

### લાવણી.

( મુજ ઉપર ગુજરી પીતા પાદશા જાણી. )

થયું કામ અવળું આજ અહો દુઃખ કારી,
નહોતું ધાર્યું તે આવ્યું દુઃખ બહુ ભારી. થયું૦
નહીં જાણ્યું ઉરમાં કામ બનશે આવું,

રાજા કરશે મુજપર ક્રોધ રાજ તજી જાવું. થયું૦
ધીક: ધીક: છે મુજ સ્વભાવ દુ:ખ કર્યું માથે,
એમાં નહી કોઇનો વાંક કર્યું મુજ હાથે. થયું૦
હવે કૃપા પ્રભુની હશે કામ તે બનશે,
પણ માથે મોટું વૈર મુજને નડશે. થયું૦

હવે રાજા દુર્ગસેનના દેશમાં થોડા માસ શાંતી ચાલ્યા પછી પાછો પેલો દુષ્ટ આવી લૂટફાટ ચલાવા મંડ્યો. અંતે તેમાં તે ફતેહ પામ્યો નહી અને ત્યાંથી નાશી તે એક જંગલમાં વહ્યો ગયો અને એક રાક્ષસ સાથે મળી તેને ખુબ ઉશ્કેરી તેને ઉભો કર્યો અને રાજાની સાથે લડવા મોકલ્યો. રાક્ષસે આવી પાટનગર જે દાહીદમતી નગરી કે'વાય તેમાં આવી ઉત્પાત કરવા લાગ્યો. રાજાનાં કેટલાંએક માણસોને માર્યા અને આખા શેહેરમાં રંજાડ કરી. અને મહા તોફાન મચાવ્યું આથી રાજાના મનમાં ક્રોધરૂપી અગ્નીનો પ્રવેશ થયો કોઇ વાતે રાક્ષસ ધીમો પડે તેમ નહોતું. તેથી રાજાએ તેની સાથે યુદ્ધ કરવાનું પોતાના મન સાથે નક્કી કર્યું અને દુષ્ટ પ્રધાનની પાછળ માણસો મોકલી શોધ કરાવ્યો અંતે મહા મુસીબતે તે હાથ આવ્યો તેને પકડી રાજાની પાસે લાવ્યા. રાજા ક્રોધના આવેશમાં કાંઈ ન બોલતાં તેને ઠાર મરાવ્યો અને દુષ્ટ રાક્ષસ સાથે લડવાને પંડે ગયો.

એક માણસના ખરાબ સ્વભાવને લીધે કેટલા માણસો-

ને હેરાન થવું પડેછે તે વાંચનાર વિચારશે.

હવે રાક્ષસ પ્રત્યે રાજા કહેવા લાગ્યો કે હે દુષ્ટ તેં શું કરવું ધાર્યું છે જેવું હોય તેવું મને કહીદે. રાક્ષસ જરા ત્રાંસી નજર કરી બોલ્યો કે તને મારીશ અને આ નગરનો હું નાશ કરીશ. ત્યારે રાજા કહેવા લાગ્યો કે અરે દુષ્ટ તારૂં મોત આવ્યું છે કે શું ? જે આવાં અહંકાર ભરેલાં વાક્યો મોહામાંથી પડતાં મુકેચ્છ ત્યારે રાક્ષસ કહેવા લાગ્યો કે જો પોચ હોય તો આવીજા. રાજા કહે અલ્યા અનુચર ચાલ્ય સિંહની પાસે શિયાળ બીચારૂં શું કરવાનું છે એક પલકમાં હું તને ચોળી નાંખીશ. એમ કહી મન સાથે વીચાર કરેછે કે આ અલમસ્ત થયેલો રાક્ષસ મને એક પલવારમાં મારી નાંખશે અને યમલોકનું મોઢું બતલાવશે. હવે જે બને તે ખરૂં એમ કહી યુદ્ધે ચડેછે. એકબીજા સામસામા આવ્યા અને દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું મહા ઉન્મત થએલો રાક્ષસ રાજાને મારે, પછાડે, પાટુ કોણીનો પ્રહાર કરે; રાજા બેઠો થઈ દૈત્યને એ પ્રમાણે મારે, ખુબ યુદ્ધ મચ્યું જેમ ભારતક્ષેત્રને વિષે ભીમસેન અને જયમુતનું જેવું મચ્યું હતું તેને બેઘડીવાર છેટે મેલે તેવું થયું હતું. રાજા જેની કાંતી સુંદર છે તે દૈત્યના મારથી પૃથ્વી ઉપર પડી જાયછે પાછો ઉઠી રાક્ષસને મારેછે અંતે રાજાએ દૈત્યને કહ્યું કે તું જા અને ઉન્મનાઈ પડી મેલ તો તું કહે તેમ કરીએ. ત્યારે રાક્ષસ કહેવા લાગ્યો કે જો તું મને માં-

સ મદીરાથી ત્રપ્ત રાખ તો હું તારો છુટકો કરૂં રાજા કહે બહુ સારૂં.

રાજા પાછો પોતાને દ્વાર આવ્યો અને દીલના મારથી તે માંદો પડ્યો. અને મહા મુસ્કેલથી તે બચ્યો તે વખત પછી પોતાની સભાનાં માણસોને કહ્યું કે હવે મારે રાજ્યપાટ જોઇતું નથી. પણ આ પુત્ર દાદસેનને બધું સોંપવું છે માટે કોઇ સારા ઋષિ મળે તો તેને લાવી રાજ્યાભિષેક કરાવવો અને હું વનમાં તપ કરવાને અર્થે ચાલ્યો જાઊં આમ વીચાર કરી ચાકરોને હુકમ કર્યો ને કહ્યું કે તમે સર્વે જુદી જુદી દિશામાં જાઓ અને કોઈ સારા ઋષિ હોય તો તેને માટે ખાસ શોધ કરી તેને અહીઆં તેડી લાવજો. આમ રાજાનો હુકમ થયો એટલે અનુચરો ચાલતા થયા. અને જુદી જુદી દીશામાં તપાસ કરવા લાગ્યા.

હવે રાજા દુર્ગસેન પણ મહા દિલગીરીથી રાજ્ય કરેછે; અને રૈયત પણ તેવીજ તરેથી રહીછે. બધાં વસ્ત્ર આભુષણનો રાજાએ ત્યાગ કર્યોછે. એમ શોકમાં દિવસ ઉપર દિવસ વહી ગયા અને મુકરર કરેલા દીવસે અનુચરો ફરવા ગયેલા તે આવ્યા. અને પોતાના રાજાને મળ્યા, આવી ઉભા રહ્યા એટલે રાજાએ આવી ચાકરોને પુછ્યું કે તમે બધા પાછા આવ્યા માટે તમને કોઈને એકે ઋષિ ક્યાંઇથી મળ્યા નહી? બધા મહા ઉદાશી મુખારવિંદથી ના પાડેછે એવામાં એક બીજો અનુચર આવ્યો તેથી રાજા રાજી થ-

દ બોલ્યો કે ભાઈ તું શી ખબર લાવ્યો છે, તેણે હા કહી કહ્યું કે અહીંથી થોડે છેટે એક જબરી ગુફા છે અને અમે તેમાં જઈ જોયું તો અંદર એક ઋષિ મહા ધ્યાનમાં બેઠેલા-જોયા અને એકનિષ્ટાથી ઈશ્વરના ધ્યાનમાં જેની વૃત્તીછે તે-વા દીઠા અને જેણે એકાગ્રહ ચીત્તે ભગવાનના ધ્યાનમાં પો-તાનો દેહ ગાળ્યો છે. તેવા ઋષિ દેખ્યા, હું અને આ મારી સાથેનાં માણસોએ મળી તેમને ખુબ ઢંઢોળ્યા પણ કાંઈ જવાબ મળ્યો નહીં અને જેમ મડદુ ઢંઢોળે તેમ થયું તે-થી તેને પાછા બેસાડી અમે બધા આપની હજુરમાં હા-જર થયા માટે કરી આપ પધારો તો તેમને ઉઠાડવાની વા-ત બનશે માટે આપ ત્યાં પધારશો તો એ વાત બનશે નહીં તો કાંઈ થશે નહી. રાજા તથા બીજાં માણસો તૈયાર થાયછે અને ઋષિની ગોત કરવા જાયછે એમ રાજાના રાજ્ય સબંધી બીના કહી તેનું વર્ણન કર્યું એ રીતે ગૌત્તમ વંશી દયાળજીસુત નારાયણે રચેલી માંડવ ઋષિની કથાનો અધ્યાય ૧ સંપૂર્ણ.

---

# અધ્યાય ૨ જો.

રાજા દુર્ગસેન કહેવાય તે હવે ચાલી નિસર્યો છે. આગ-ળ ચાલતાં એક મહા અરણ્ય આવ્યું તેમાં રાજા અને તેનાં માણસો રખડે છે. ચાકરોને પગમાં કાંટા વાગેછે.

મોઢાં લોહીલોહાણ થઈ ગયાં છે. રાજાના સુંદિર વસ્ત્રો જ-
રીઆની છે તે પણ ફાટી ગયાં, અને આખો દિવસ વહિ
ગયો, આ જોઈ રાજા ઘણો દિલગીર થયો. પણ શું કરવું
રાત્રે પણ એવુંજ કર્યું બીજે દિવસે સૂર્યોદય થયો તે પહે-
લાં કોઈ ભોમીઓ મળવાથી અરણ્યનો રસ્તો જડયો એ-
ટલે પાછા માર્ગે ચાલ્યા. અંતે મહા સંકટ વેઠતાં રાજા
અને તેની સાથેનાં માણસો એક ગુફામાં પેઠાં ગુફા પણ
મહા જબરી હતી. તેથિ ઋષિ એકદમ હાથ લાગે તેમ
નહોતું મહા મુસીબતે રાજાને ઋષિનો પત્તો લાગ્યો. પાસે
જઈ જુવેછે તો ઋષિ મહા ધ્યાનમાં બેઠેલા જાણ્યા પાસે
જઈ બેઠા. અને થોડીવાર પછી રાજા તથા માણસોએ
મળી ઋષિને ખૂબ ઢંઢોળ્યા અને જ્યાં બેઠા હતા ત્યાંથી ઋ-
ષિને પાંગોડે ઝાલી ઉપાડ્યા અને એક પાથરણા ઉપર સુ-
વાર્યા અને ખૂબ સારીપેઠે પાથરણામાં અથડાવ્યાથી ઋષિ
ધ્યાનમાંથી જાગી ઉઠયા. અને જરા તીક્ષણ દ્રષ્ટથી નજર
ફેરવી તો પોતાની આસપાસ માણસો જોવામાં આવ્યાં.
અને પોતે પૃથ્વી ઉપર પડ્યાછે તેથી બેઠા થયા.

ઋષિ કહેવાય તે બેઠા થયાછે એટલે રાજા દુર્ગસેન
આવી ઋષિના પગમાં પડયો. અને મહા રૂદન કરવા લાગ્યો.
એટલે મહા દયાળુ કૃપા સાગર, પરોપકારી, ઋષિ બેઠા થયા.
અને પોતાની પાસે રાજા રૂદન કરેછે તેથી તેને ઘણી દયા
આવી અને રાજા દુર્ગસેનને શાંત પાડયો. અને રૂદન ક-

રતાં અટકાવ્યો અને રાજા પણ મનમાં હીંમત ધરિને બેઠો અને મનમાં જાણ્યું કે આ મારૂં કામ કરશે. કારણ કે તેના મનમાં દયાએ પ્રવેશ કર્યોછે. હવે માંડવ ઋષિ કહેવા લાગ્યા કે હે શોકાસ્વાધીન રાજા તારે આવડું શું દુઃખ છે? કે તું કાંઈપણ બોલિ શકતો નથી, માટે કરીને તારા દુઃખની વાત મને કહિદે કે તેથી કરી તારે મારિ પાસે આવવું પડયું તે સર્વ મને કહી સંભળાવ જેથી મારૂં મન શાંત થાય. અને પછી તારે વાસ્તે મારાથી બને તેટલી મહેનત લઈ હું તારૂં કામ કરૂં. આવાં વચન સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો. કે આ ઋષિ મારાપર ખરેખર પ્રસન થયાછે માટે તેમને આપણા નગરમાં તેડી જવા.

હવે રાજા દુર્ગસેન અને ઋષિ પરસ્પર વાતો કરવા લાગ્યા. ત્યારે માંડવ ઋષિ કહે તું કોણ છું તે મને કહી સંભળાવ્ય. ત્યારે રાજા દુર્ગસેન કહેવા લાગ્યા કે હું દાહીદમતિ નગરીનો રાજા છું અને મારે આપની શેવામાં હાજર થવાનું કારણ એ કે મારે એક મહા દૈતનિ સાથે વૈર થયુંછે. અને તે આવી રાજ્યમાં તોફાન મચાવી રહ્યોછે. નગર વેરાન કરેછે. કોઈને સુખચેન પડવા દેતો નથી. મેં ઘણું તેની સાથે લડાઈ કરી; પણ એ યુદ્ધમાં દૈતના મારથી પરિબ્રહ્મ, પરમાત્મા ગરીબનિવાર પરમેશ્વરે મને માંડ બચાવ્યો છે. તે કારણથી હું આપની શેવામાં હાજર થયોછું ત્યારે માંડવ ઋષિ કહેવા લાગ્યા. કે હે ભાઈ તારે એમાં

મારૂં શું કામ છે. ત્યારે રાજા દુર્ગસેન કહેવા લાગ્યો. કે મારે એક પુત્ર છે. તેને મારી રાજ્યગાદી સોંપવી છે. અને પછી એ દૈત્યની સાથે મારે ફરીને લડવું એટલે કાં તો હું મરીશ નહીં તો હું તેને મારીશ. ત્યારે ઋષિ બોલ્યા કે તારા પુત્રને ગાદીએ બેસાડવો છે તેના રાજ્યાભીશેકનિ ક્રિયા મારે હાથે કરાવવી હશે. રાજા કહે હા મહારાજ મારે એજ આપનું કામ છે ઋષિ કહે બહુ સારૂ હું ખુશીથી આવિશ એ મારો ધર્મ છે. કોઈ વાતનિ ચિંતા રાખીશ નહીં એમ કહી ઋષિ તથા રાજા તૈયાર થાયછે.

હવે ઋષિ તથા રાજા ચાલિ નીકળ્યા છે રસ્તે ચાલતાં રાજા વિચારમાં તલ્લીન થઈ જાયછે. ત્યારે ઋષિ ધીરજ આપેછે. આમ કરતાં રસ્તામાં કેટલાએક દિવસ વહી ગયા પછી રાજા દુર્ગસેનનું પાટનગર દાહીદમતી નગરી ત્યાં આવી પહોંચ્યા. શેહેરથી થોડે છેટે પડાવ નાંખ્યો. અને નગરવાશીઓને ખબર કહેવડાવ્યા. કે રાજા અને ઋષિ બંને આવ્યા છે. માટે સામૈયું કરી ગાજતેવાજતે શેહેરમાં લઈ જવાછે. આ સાંભળી નગર વાશિઓ આનંદ પામ્યા અને સામા હાથી, ઘોડા, રથ, પાલખી, સુશોભીત સ-સુગારી મોકલ્યા.

### હરિગીત છંદ.

બહુ સેના ચડિ છે શોભતિ, ખામિ નહીં કોઈ વાતની;
તે ચાલિ ઋષિ જોવા કાજે, સેન તે ભલિ ભાતની.

હેં હેં કરે છે સાંઢિઆ, ઘોડા ઘણા ત્યાં હણુહણે;
બહુ મનુષ્ય ચાલે પગ વાટે, ભિડ છે ત્યાં કણેકણે.
એ સેના ચાલિ શેહેરથી, વળી ઓપતિ દીસે ખરી;
છે શૂરા યોદ્ધા બહૂ બહૂ, કાયર એકે નહીં જરી.
મેંગળ હતા સહુ પેહલા, અંબાડી ઉપર ઓપતી;
હતી જડીત્ર હિરા મોતિએ, બહુ દુરથિ તે શોભતી.
બહુ ખડગ ઝળકે ભાલાં, ઝળકે દેખિ શત્રુ થર થરે;
તે સ્વારી જોવા હઠ કરી, ચીત્ત ત્યાં જોવા ઠરે.
ભલિભાતે સામા ચાલિયા જોવા ઋષિ હોંશે ખરે;
દેખી દુરથી એ સન્યને, ઋષિ બહુ એ મન ઠરે.

હવે દિવસ પણ અસ્ત પામતો જાયછે અને રોશન કરેલ તે બહુ દીપેછે. રાજા પણ પોતાના મનમાં હર્ષીત થાયછે. રાજા અને ઋષિ બંને એક ઐરાવતપર બેઠા હતા. અને પરસ્પર વાતચીત્ત કરતા નગર ભણી ચાલ્યા. શેહેરની નજીક આવતાં એક સુંદીર સરોવર આવ્યું ત્યાં પણ ભભકા ભરેલી રોશનાઈ કરી હતી સામેકાંઠે કેટલી એક સ્ત્રીઓ સંધ્યાસ્નાન કરતી હતી. તેમના કપાળમાં કરેલા કુમકુમના ચાંડલા તે કંકુ ધોવાઈને પાણીમાં આવતું અને માંથે દીપમાળ પ્રગટેલી અને સરોવરની અંદર પણ દીપમાળ પૂરી હતી; તેથી તેની શોભા એવી તો બની હતી કે; જાણે પાતાળના નાગના માથાની મણી ઝળકતી હોયની એમ શોભા આપતું અને અંદરના ભાગમાં કમ-

ળનાં ઝાડનાં ઉપર જ્યાં ફુલછે તેના ઉપર દિવાનાં કીરણો પડતાં તેથી એવોતો દેખાવ થયો હતો કે જાણે નવી દુનિઆમાં ભાનુનો ઉદય થયો હોયની. એવી શોભાને એ સરોવર આપતું, આ જોઈ ઋષિનું મન બુઝાયું એવામાં સામેકાંઠે પેલી સ્ત્રીઓ નહાતી નહાતી એક બીજીઓ ગાવા લાગી.

## ઠુમરી.

જુવો સર્વે શેહેર તપાશી, શોભા બની બહુ સારીરે;
ઘેર ઘેર સૌ દિવા પ્રગટે, છે જુગ્તી બહુ ભારીરે. જુવો૦
સરોવર કેવું આ શણગાર્યું, છે શોભા બહુ પ્યારીરે;
નથી બની કોઇ દીવસ આવડી, ઇંદ્રલોકથી ન્યારીરે. જુવો૦
ચોક ચોક કાંઈ ભલા બનાવ્યા, લાગે ઉરમાં બહુ પ્યારીરે;
પ્યાર ઉપજે પ્રીત કરીને, ઉર નહીં લાગે ખારીરે. જુવો૦

બીજી એક સ્ત્રી ગાય છે.

## હિંડી.

દેખ મમ સખી આ શોભા બહુ સારી,
તવ દેખી મન રાજી થાય ભારી;
આ શોભા છે પ્યારી જનને હિતકારી,
દીઠે લાગે સહુ દંપતિને પ્યારી.
આજ પરસ્પરે સ્નેહને વધારી,
ચાલો ચાલો નગર માંય સહુ નારી;

કરો ત્વરીત બેન સહુ મારી,
નહીં રહે કોઈ સખીયોથી ન્યારી.

**રાગ બનઝારાની લાવણી.**

આ શોભાછે બહુ પ્યારી, તે દંપતિને હિતકારી;
દેખી આનંદ ઉરમાં થાય, તે સહૂએ જોવા જાય.
નથી વાત કોઇ નઠારી, તે દંપતિ. આ શોભા૦
હવે સ્નાન જલદી સૌ કરજો, આ વચન ઉરમાં ધરજો;
છે આનંદ દિન બહૂ યારી, તે દંપતિ આ શોભા૦
પ્યારી ચાલો પુરમાં જઇએ, ઉર આનંદ બહુ લઇએ;
હીતકારી વાતછે સારી, તે દંપતિ; આ શોભા૦

આ ગાયન જોઈ ઋષિમહારાજ રાજી થયા. આગળ ચાલતાં શેહેર આવ્યું. ત્યાંતો શોભાનો શો પાર હોય. ત્યાં પણ ભભકા ભરેલી રોશનાઇ કરેલી હતી. આ બધું જોતાં ઋષિ રાજાને દ્વાર આવ્યા શેહેરમાં જેટલી રોશનાઇ કરેલી દરબારમાં દસઘણી પુરી હતી તેથી તો વધારે આનંદ હતી તેથી થયો; અને પછી મૂકામે ગયા.

આજનો દિવસ આનંદનો છે; તેથી ઘેર ઘેર કંસાર રંધાયા. અને સર્વ પ્રજા રાજી થઈ રાજાની તર્ફથી નગરમાં મીઠાઇ વહેંચાઈ નાનાં ગામડામાં જ્યાં મીઠાઈ ન મળે ત્યાં સાકર અને દ્રાક્ષ વહેંચાયાં.

બીજે દિવસે શેહેર જોવા કાજે ઋષિ નિકળ્યા મધ્યભાગમાં આવતાં જોયું તો મહા સુંદર શેહેરનો દેખાવ નજરે

પડગો વેપારી લોકો પોતાની દુકાને નિતીસર ચાલી વેપાર પ્રમાણીકપણે કરેછે. કાંઈ દગલબાજી થતી નથી. અને બ્રાહ્મણ લોકો નીતીથી ઉપદેશનું કામ કરેછે. વગેરે બાબતો જોઈ શેહેરમાં પોલીસોનો બંદોબસ્ત સારો અસંખ્ય વેપારી અને અસંખ્ય પૈસાવાળા સાહુકારો એ નગરમાંવસે છે અને તે બધા ધનવાન, પરોપકારી, માયાળુ અને ભલમનસાઇથી વર્તનારા હતા.

શેહેરની વસ્તી ઘાડી અને બધે ઠેકાણે મોટી અને સુંદર ઇમારતો હતી કયાંઈએ એક છાપરૂં તો મળે નહીં એવું એ શેહેર હતું સવારે સુર્યોદય થાય ત્યારે તેનાં કીરણ નગરની ઇમારત ઉપર આવી પડે ત્યાં પણ સામો એવો ચળકાટ થાય કે જાણે બીજો સામો સૂર્યોદય થયો હોયની એમ લાગે. અને સાંઝે સૂર્ય અસ્ત થાય ત્યારે તેનાં કીરણુ આવવાથી આખા શહેરમાં એવો પ્રકાશ થાય કે જાણે બીજી દુનિયામાં સૂર્યનો ઉદય થયો અને શુકલપક્ષનો ચંદ્રમા જ્યારે ઉગે તે સમે પણ તેવોજ દેખાવ થાય.

## પદ.

મન રંજન થાય, પ્યારા રાજા મન રંજન થાય;
દેખિ નગરની શોભા ભારી, દુઃખ દુરજ જાય. પ્યારા.
એક દેખીને બીજુ ભૂલે, ચીત્ત ત્યાં ચોટાય. પ્યારા.
ભલું બન્યું કાંઇ જોવા જેવું, જાણે રહિએ આંય. પ્યારા.

છર વિષે આનંદ ઉપજે, જોતાં નહીં કોઈ કાય. પ્યારા.
વર્ણવિ મુજને કેતાં ન આવડે; કીધું આટલું આંય. પ્યારા.
હર્શ ઉપજ્યો મૂજ મનમાં, નહીં તો કહું નહીં ક્યાંય. પ્યારા.

આટલું જ્યારે ઋષી રાજા પાસે બોલ્યા ત્યારે તો તે પણ પોતાના દિલમાં રાજી થયો કે આ શું અને બીજા જે આ આવેછે તે આ નગર વિષે આવોજ મત આપેછે. ત્યારપછી રાજા ઋષી પ્રત્યે કહેવા લાગ્યો કે હે મહારાજ તમે આ નગરનું વર્ણન કર્યું પણ જો ચંદ્રમા નિરંતર રાત્રી બધી રહેતો હોય તો કેવું આ નગર શોભે ? ત્યારે ઋષિ કહેવા લાગ્યા; કે હે રાજન જો રાજા રાવણે રામચંદ્રજીની સાથે વૈર બાંધ્યું ન હોત ને જીવ્યો હોત તો તે એ કામ કરત ચંદ્ર અને સૂર્યનાં થતાં ગ્રહણ અટકાવત અને ચંદ્ર હમેશાં રાત્રી બધી રહત વળી સાંભળ મરતી વેળા તે આ પ્રમાણે બોલ્યો. ઋષિ કહેછે.

## ( સૈયર દુઃખ શું દાખવું એ રાગ. )

મરતિ વેળા રાવણ બોલિઓ, છે હજુ એક કામ;
તે જો ટાળું હું જગતમાં, વધશે બહુ મારૂ નામ. મરતી૦
ચંદ્ર ભાનુને દુઃખ છે, માથે રાહુનો ભાર;
તેજ મોટું એક કામ છે, લીધો ઈશ્વરે પાર. મરતી૦
ચંદ્રકળા ઘણી જુજ છે, પ્રગટે થોડી વાર;
અડધી રાત ક્યારે થાયછે, ક્યારે રજની અંધકાર. મરતી૦
ચાર પોર પુન્યમે રહે, અહમાસે નાશ;

ત્રીજને ચોથે તે દિને, વેલો ઉગ્યાની આશ. મરતી૦
આઠમ નોમ એકાદશી, ઉગે મોડો છેક;
તેહ બધું એ ટાળવું, કરી જુજ વીવેક. મરતી૦
સૂર્ય આથમે ચંદ્ર તો, નિત્ય ઉદય થાય
સવીતા ઉગે જેહી વખતે, ત્યારે ચંદ્ર જાય. મરતી૦
એ જો જીવ્યો હોત ભાઈ તો, કરત નિશ્ચે આમ;
ગૃહણ અને કળા ભંગનો; નાશ કરવાની હામ. . મરતી૦

રાજા દિલમાં રાજી થઈ કહેવા લાગ્યો કે વાહ! આવું બોલ્યો હતો ત્યારે તો તે જીવ્યો હોત તો સારૂં ઋષી કહે હા ભાઈ એ ઉપર કહ્યા પ્રમાણે કરત અને જ્યારે ચંદ્ર ઉગત અને રાત બધી રહત તો આ શેહેરની જેવી શોભા છે તેથી કેવી હોત તે કાંઇ કહી શકાતું નથી.

હવે ઋષિ તથા રાજા દરબારમાં રહ્યા છે. ઋષિ સારી સારી વાતો કરેછે. અને આનંદવૃતી થઈ રહીછે. આમ કરતાં કેટલાએક દિવસ વહી ગયા. પછી એક દિવસે ઋષિ બોલ્યા દાદસેનને ગાદીએ બેસાડવા છે, માટે બધી સામગ્રી તૈયાર કરો પછી સારૂં મુહૂર્તે જોઇ કુમારશ્રી દાદસેનને રાજ્યભીષેકનું તીલક કર્યું ઋષિ મંત્ર ભણેછે અને દર્ભની શેહેર વતે બધી સભાને ગંગાનદીનું પવીત્ર જળ લાવી છાંટેછે, પાસે ઉભેલા બીજા બ્રાહ્મણો પણ મંત્ર ભણેછે અને શુભ મુહૂર્તે સાચવી દીધું અને જયજયકાર વર્તાવ્યો.

રાજા દાદસેન ગાદીએ બેઠા ત્યારે કોઇ એક માણસે ગાયેલું જરા ગાયન.

## ખરો ખેલછે જુવો સહુ બાળકોરે—એ રાગ.

ભલા ભુપતિ થયા છો આપ રાજનારે,
હવે રહ્યા છો આપ સહુ કાજનારે. ભલા૦
દેખી દીલ હરખેછે બહુ માહરૂંરે,
રાજી થાયે મનુષ્ય સૌ ખરૂંરે. ભલા૦
ઘેર ઘેર આનંદ બહુ આ સમેરે,
હશે દુષ્ટ તે દીલમાં નહીં ખમેરે. ભલા૦
ભલો ઉમંગ વધ્યો સહુ અંગમાંરે;
જેથી ફરે રૈયત બહુ રંગમાંરે. ભલા૦

આ જરા ગાયન ગાઈ રહ્યા પછી દાદસેન પ્રત્યે રાજ્ય-રીત સબંધી વાત કરતા હતા તેવામાં કોઇ માણસે આવી ખબર આપ્યા કે શેહેરમાં રાક્ષસે પાછો ઉત્પાત કરવા માંડયો છે. આ વચન સાંભળી દુર્ગસેન રાજા તૈયાર થાય પણ તે પહેલા ઋષિને સમાધાન કરવા મોકલ્યા.

મધ્ય નગરમાં જ્યાં ઋષિ આવ્યા ત્યાં મહા રંજાડ કરેલી તેથી ઋષિએ ક્રોધે ભરાઈ શ્રાપ દીધો કે જા દુષ્ટ તારૂં મૃત્યુ દુર્ગસેન રાજાને હાથે થશે.

પછી રાક્ષસ પાસે ઋષિ આવી કહેવા લાગ્યા, કે તારે શું કરવું છે; આ નગર છોડ નહીં તો તને રાજા મારી નાખશે ત્યારે રાક્ષસ બોલ્યો; અલ્યા મારૂં બળ મહા અપાર રહ્યું છે માટે તું વીચારીને બોલ ઋષિ કહે સાંભળ.

## પદ.

શેર છોડ આ વાર, દુષ્ટ પાપી શેર છોડ આ વાર;
શિદ નગરમાં તુજ રહ્યો છું, ઝુકે તુજ શિર કાળ. દુ૦
જાણ્યું ઉરમાં આપડિ બાઈનું, એમ ધાર્યું તેં યાર. દુ૦
ના ના પણ તું તેમ ન ધારે, રાજા છે કાળ કરાળ. દુ૦
નથિ હજુ તેં જોયો ઝપાટો, લેશે પ્રાણ તત્કાળ. દુ૦
મહા બળિઓ રાજા આ છે, તુજથી બળ છે અપાર. દુ૦
મોત વગરનો કેમ મરેછે, શીદ આવ્યો ખાવા માર. દુ૦

રાક્ષસ કહે છે.

## રાગ સદર.

કેમ બેસે કરિ હાશ, તું એ ભેગો કેમ બેસે કરિ હાશ. તું૦
તૂં એ લંગોટા ધારી લેજે, સુખે બેહાની ન આશ. તું૦
બળ આવ્યું હશે તુજ તનમાં, રાખ્યો રાજાએ પાસ. તું૦
યાદ રાખે વિરા તું એ ભેગો, જો બેઠો કરૂં નાશ. તું૦
સુખિઓ તુજને બેસવા ના દઉં, ભલે હોાજ આકાશ. તું૦
આવાં રાક્ષસનાં વચન સાંભળી વળી ઋષિ કહેવા લાગ્યા.

## (ગંગા ઝટા ઝુક રૈ શિરપે) એ રાગ.

મોત આવ્યું છે તારૂં પાપી, શીદ તું આમ ફરેરે,
જાજા કહુંછું મુખથિ તુજ તે, નહીં ઉર કેમ ધરેરે. મો૦
(રસ બહુ છે રાજા ઉરમાં, મારશે તુજને ખરેરે,
ડસ છે નાગણ કાળિ જેવો, રહે નિત્ય ઉર ભરેરે. મો૦

શેર છોડિ તું એકદમ જા તો, બહુ તુજ કાજ સરેરે,
નહિં તો મારે રાજા તુજને, વેણુ ખરાં આ ઝરેરે. મો૦

આવાં વચન સાંભળી ઋષિ રાજા પાસે આવ્યા. નેં કહ્યું કે તું એ રાક્ષસ સાથે લડવાને તૈયાર થઈ જા. રાજા તૈયાર થઈ લડવાને માટે ચાલ્યો. એટલે ઋષિ કહેવા લાગ્યા. કે હે પ્રજાપાળક રાજા તારી યુદ્ધમાં જય થશે. પછી રાજા ચાલ્યો મધ્ય નગરમાં આવ્યો ને જોયું તો મહાદાટ વાળેલો જોયો. ચાલ્યો જાય છે એવામાં સામો દૈત્ય પણ આવતો એકબીજાની નજર ભેગી થઈ એટલે બેઉ બીવા લાગ્યા. પછી સામસામા થયા એકએક જણે ખભો ઠોક્યો. અને દ્વંદ યૂદ્ધ ચાલ્યું એકબીજાને મારપછાડ કરવા લાગ્યા. બેઉ બરાબરના બળીઆ છે. એકબીજાથી પાછી પાની કરે તેમ નથી. મહા સખત યુદ્ધ મચ્યું અંતે રાજાને મહા રિસ ચડી તેથી એવો તો ઝપાટો માર્યો કે તે માર લાગવાથી દૈત્ય પૃથ્વીપર પડ્યો. ખુબ જોરથી વાગેલો ઘા તેથી દૈત્યથી ઉઠાયું નહી; તો પણ તે થોડિવારે ઉઠ્યો એવામાં રાજાએ બીજો ઝપાટો માર્યો અને રાક્ષસનું ગળું રાજા દુર્ગસેને ઝાલ્યું અને જોસભેર દાબ્યું તેથી ભાંગી ગયું. અને પૃથ્વી ઉપર રાજાએ નાંખી ચીરી નાંખ્યા.

દૈત્યને મારી રાજા પોતાના ઠેકાણામાં ગયો. અને આનંદ સર્વે સ્થળે વર્તાયો.

આમ આનંદમાં કેટલાએક દિવસ વહી ગયા પછી પો-

તાને યાદ આવ્યું કે મારે શિર દૈત્યની હત્યા છે. માટે આ રાજ્ય માંથી નીકળી મધુવનમાં તપ કરવા જવું એમ મન-સાથે નક્કી કર્યું.

પછી રાજા દાદસેન ઋષિને કહેવા લાગ્યા કે હે મહારાજ મેં પ્રથમ પ્રતિજ્ઞા કરી હતી કે જો હું રાક્ષસને મારૂં તો મારે મધુવનને વિશે તપ કરવાને જવું એક એ છે અને બીજુ મારે શિર દૈત્યને મારવાનું પાપ છે. આ બે કારણથી હું ચાલ્યો જઈશ અને મારો દેહ ભગવાનની ભક્તિમાં ગાળીશ.

દુર્ગસેન ઋષિ પ્રત્યે કહેવા લાગ્યો કે હે મહારાજ આ પુત્ર તથા રાજ્ય બધું તમને મળેછે. માટે સૌની ખબર રાખજો. દાદસેનને રાજ્યરિતી શીખવજો પોતાના પુત્રને કહે હે પુત્ર આ સર્વ પ્રજાને પાળજે તેનાથી તારૂં સુખ છે. માટે તેને જાળવજે બહુ કહેવું કામનું નથી કારણ કે પછી જેમ તારી નજરમાં આવશે તેમ કરીશ.

હવે હે પુત્ર તું કાંઈ શોક કરીશ નહી કારણકે જો મારો આયુશ આટલોજ હોત તો તને આ શિખામણ દઈ શકત નહિ માટે સર્વ રાજી રહે તેમ કરજે.

એ પ્રમાણે રાજાના રાજ્યમાં ઋષિ આવ્યા, અને દાદસે-નને ગાદીએ બેસાડયો પછી રાક્ષસને માર્યો તથા રાજા દુર્ગ-સેન વનમાં તપ કરવાને ગયો. એ નામે ગૌતમવંશી દયાળજી-સુત નારાયણ વીરચીતે માંડવ ઋષિની કથાનો અધ્યાય બીજો સંપૂર્ણ.

વહાલા વિવેકી વાંચો અને આનંદ પામો, હવે રાજા મધુવનનેં વિષે તપ કરવાને ચાલતો થયો ચાલતાં ચાલતાં એક મહા અરણ્ય આવ્યું ચાલ્યો જાયછે. હવે તેના સુખનો સૂર્ય અસ્ત પામ્યો છે અને દુ:ખરૂપી ભાનુ પ્રગટયો છે. આગળ તે મહા ઉત્સાહથી ચાલવા માંડયું છે. ચાલતાં અઘોર વન આવ્યું તે વનની અંદર હજારો ફાડીખાનારાં જનાવરો વસ્તાં હતાં. જેવાંકે, સિંહ, દીપડા, ચીતરા, નાર, ગેંડાં, રીંછ, વગેરે અનેક ફાડીખાનારાં જનાવરો વસ્તાં હતાં અને વનમાં ઝાડની પણ ઘટાટોપ થઈ રહી હતી. જ્યારે પવનની લહેર આવતી અને તેથી ઝાડની ડાળીઓ હાલતી હતી. તેથી તેનો દેખાવ એવો થઇ રહ્યો હતો કે, જાણે આ રાજા ઉપર બધાં હુમલો કરવાને આવતાં હોયની. અને વન પણ મહા ભયંકર દેખાતું હતું પહેરેલાં લુગડાં પણ ફાટી ગયાં. દિવસ અસ્ત પામતો જાયછે બેચાર ઘડી દીવસ રહ્યો તેથી રાજાએ પહેરેલાં સારાં વસ્ત્ર હતાં તે ચળકાટ કરતાં જેમ દીવસ આથમતો જાય તેમ પહેરેલો પોશાક ઝળકે છે. અને રાજાના મનમાં ઘણી ધાસ્તી પેસ્તી જાયછે. ને જાણ્યું કે આજ બચવાના નથી. દિવસ છેક આથમી ગયો. અને અંધારૂં પણ થવા લાગ્યું રાજાએ વિચાર્યું કે હવે સારી જગો આવે તો વિશ્રામ લેઉં એમ મન સાથે નક્કી કરી આગળ ચાલ્યો. અને બાવળ બોરડીના કાંટાથી પગ ઉઝરડી ગયા. અને લુગડાંપણ ફાટી ગયાં; અંતે એક ઝાડ તળે સુવાનું નક્કી કર્યું પણ થડમાં ફાડીખાનારાં જનાવરો રહેતાં હતાં પણ શું કરવું એક ઝાડ ઉપર ચડયો અને ત્યાં રાત્રી ગાળી.

મધ્ય રાત્રીના સમય પછી આકાશમાં ચંદ્રનો પ્રકાશ થ-યો. આ જોઈ રાજા મનમાં શાંતી પામ્યો અને મન સાથે વિચાર કર્યો કે આ ભયાનક સ્થાનકમાંથી નીકળું તો સારૂં એમ કહી ઉતરી ચાલવા માંડ્યું રસ્તે આડોઅવળો ચાલેછે. એવામાં તેની પાછળ એક શિકારી જનાવર ધસ્યું આવતું હતું. આ જોઈ રાજાના હોશ ઉડી ગયા. પણ અંતે એક ઝાડ ઉપર ચડી ગયો. એવામાં પાછું સામેથી બીજું જાનવર તેની જાતનું આવ્યું. તે બંને જનાવરની નજર એક થઈ એકએકને જોઇ ધુરકવા લાગ્યાં બંને ખુબ બાઝવા લાગ્યાં એકએકનાપર એવા જોરથી ઝપાટા મારતાં કે તે જોઇ આપણે તો ઝાડ ઉપર પણ બેશી શકીએ નહીં અંતે એકનો ટોટો પકડાગો અને જ-મીન ઉપર પડયો. અને જીવતો હતો તેણે પેલા મુએલાનું માં-સ ને રૂધીર પીધું પછી તે તૃપ્ત થઇને ચાલતો થયો.

પછી રાજા જનાવરને ગયેલું જોઇ હેઠે ઉતર્યો અને જાણ્યું કે આ વન જો હું ઉલંઘન કરૂં તો સારૂં પછી દુઃખ ભોગવતો થકો મહા ક્લેશના આવેશમાં તેણે ચાલવા માંડયું ચાલતાં ચાલતાં ખરા મધ્યાન થયા તરશ પણ લાગી પાણીના પણ તાકડા નથી. આવી રીતનો ખુબ તરસ્યો રાજા ભટકવા મંડયો અને જાણ્યું કે હવે નક્કી આવીબન્યું પણ હવે જે થાય તે ખરૂં પણ ક્યાંઇક પણ પાણી વિના તરસ્યો રાજા મહા ત્રાય ત્રાય કરી રહ્યોછે ચાલ્યો જાયછે એવામાં તેની નજરે એક ખાડો આવ્યો-તેની ભણી તે ચાલ્યો નજીક આવ્યો આવી અંદર ઉતર્યો ને જોયું તો પાણી દીઠું પાણી ભાળ્યું એટલે તરસને લીધે

તેને ચકરી આવી ને પડયો; પછી થોડી વારે સુદ્ધ આવી એટલે બે પાંસલી ભરી પાણી પીધું પછી જરા વિશ્રામ લીધો ત્યાં થી પણ આગળ ચાલવા તત્પર થયો. અરણ્ય લાંબુ તેથી ર-સ્તો ખુટે તેમ નથી. ચાલતાં ચાલતાં ખુબ ચાલ્યો એટલે તો જાણ્યું કે હવે અરણ્યનો અંત પાસે આવ્યો છે. વૃદ્ધ અને વ-ળી રાજા કોમળ શરીર વાળો જેણે કદી સ્વપ્નમાં પણ દુઃખ દે-ખ્યું નથી તે આજ ભોગવ્યું, અંતે તે દુખમાંથી મુક્ત થયો અરણ્ય આવી રહ્યું.

હવે આ પ્રમાણે તે અનંત દુર ગયો એટલે વગડામાં એક શંકરની દેરી આવી ત્યાં તેણે વિશ્રામ લીધો; પડખે સારાં સારાં વૃક્ષો હતાં ત્યાં જરા નજર ફેરવીને જેયું તો પડખે એક ઋષિ તપ કરવા બેઠેલા તેની નજરે પડયા પછી તેણે કહ્યું કે આ ઠીકછે ને હું અહીં તપ કરવા આ ઋષિની સાથે બેસીજઉં એ-મ વિચાર કરી તપ કરવાને તૈયાર થયો. અને જે પ્રમાણે માં-ડવ ઋષિએ ભલામણ કરી હતી તે પ્રમાણે કરી બેસી ગયો અને તપ કરવામાં તે તલ્લીન થઈ ગયો.

હવે જે કહેવાય તે દાહીદમતી નગરીમાં રાજા દાદસેન રા-જ્યરીતી ઋષિની સહાયતાથી શીખે છે. એવો જે રાજા દાદ સેન તે મહા ક્લેશમાં રાજ્ય કરે છે. કારણ કે પોતાના પીતા મધુવનમાં તપ કરવાને ગયા છે તેના તરફથી તેને બહુજ મા-ઠું લાગ્યું છે. શેહેરમાં પણ એજ રીતે સર્વને છે. લોકો પણ પોતાનો દિવસ શોકમાં કાઢે છે અને સર્વેના મોઢા ઉપર નૂર

દેખાતું નથી. સર્વના દિલમાં બહુજ ખેદ થાય છે. ઋષિના કેહેવાથી રાજા દાદસેન ઉરમાં ઘણોજ ઉદાશી થકો ઉઠયો. અને પોતાનાં વસ્ત્રો હતાં તે પહેર્યાં, પછી ચાલ્યા. નગરમાં આવી જોયું તો પોતાથી બમણો શોક કરતાં પોતાની પ્રજાને દેખી. પછી તેણે સર્વને સાંત પાડ્યાં. અને પછી રાજા દાદસેનના પીતાએ જે પ્રમાણે કીધું હતું તે પ્રમાણે પોતે કામ કરવા માંડયું

આમ કરતાં કેટલાએક દિવસ વહી ગયા પછી રાજા દાદસેનને ત્યાં પૂત્રનો જન્મ થયો, તેથી રાજાને તથા પ્રજાને ઘણો હર્ષ વધ્યો. આગલો સર્વ શોક નાશ પામ્યો અને સર્વ સ્થળે આનંદ વર્તાયો. ઘેરઘેર મીઠાઈ વેંચાઈ અને નાનાં ગામડામાં ધરાખ ને સાકર વેંચાઈ.

**(પ્યારી તારૂં હિત લાગે ભારીરે. એ રાગ.)**

આનંદ આજ વધ્યો રાજા મંનરે, પ્રગટયો નિધરે એક તંન,
આનંદ.

પુત્ર પ્રગટયો છે રાજા ઘેરેરે, બહુ હર્ષ વધ્યો આ પેરેરે,
ફરે રૈયત બહુ લે'રે.— આનંદ.
કરે હર્ષ ભરી સહુ વાતરે, ઉર રહે સહુ રળિઆતરે,
જોવા મળિયું સહુ ભલિભાત.— આનંદ.
ચોક ચોક ભલા દિવા બાળેરે, લોકો ગાયછે સૌ લઈ તાળેરે,
બોલે મુખથી આળે આળે.— આનંદ.
લાગે શોભા તે ઉર બહુપ્યારીરે, કેમ કરીએ તેને ક્ષણ ન્યારીરે;
એતો રહેછે ઉરમાં ભારી. આનંદ.

આમ કેટલાએક દિવસ વહી ગયા પછી પુત્ર મોટો થયો એટલે તેને નિશાળે ભણવા બેસાડવો એવો વિચાર રાજાના દિલમાં ઉત્પન્ન થયો. પછી રાજ્યગોરને તેડાવી શુભ મુહુર્ત જોવડાવી કુંવરને નિશાળે ભણવા બેસાડયો.

હવે રાજા દાદસેન પ્રજાના શુભકામ તરફ તેનું ખૂબ લક્ષ છે. પુત્ર શું ભણે છે તે તેને બીલકુલ ખબર નથી. એક સમયે રાજા દાદસેન બેઠા હતા, તેવામાં પુત્ર પાસે આવ્યો કાંઇવાત ચીત્ત નિકળતાં ખબર પડી કે આ મુર્ખને કાંઈ આવડતું નથી આતો અભણ છે. આ છોકરાનું નામ દૈવ્યસીંગ હતું; તે કહેવા લાગ્યો કે મને મારો મહેતાજી માર મારેછે માટે હું નિશાળે નથી જતો, અને તેથી મને કાંઈ આવડતું નથી. આ દૈવ્યસંગ ઉપર * પણ સર્વને લાગુ પડે તેવા કુંડળીઆ વાંચો.

## કુંડળીઆ.

ભુલે ભણતરમાં કદી, મારે મે'તો લાત;
રીસ કમુ નહીં કીજીએ, કે' તે સુણીએ બાત.
કે' તે સુણીએ બાત, નિત્ય નિશાળે જઇએ;
નવી નવી કો કો બાત, શિખનેં ઉરમેં લઈએ.

---

* આ કુંડળીઆ મનમાં આવવાથી દાખલ કર્યા છે. માટે માત્રા વગેરે મેળવ્યું નથી તે સુધારીને વાંચશો.

N. D. D.

દાખત નારણદાસ, દીલ તો એમાં ફુલે;
સુણે ન કે' તે બાત, ભણતરમાં કોઈદિ ભુલે.
ધ્યાન ધરિ વિદ્યાતણું, કરો રટણ દિન રાત;
ભણતાં ભણતાં કાંઇ પણ, કરો નહી એક વાત.
કરો નહીં એક વાત, ચીત્ત તો રાખો તેમાં,
ભણતર ભણો હે બાળ, કાજ તો થશેજ એમાં;
દાખત નારણદાસ, કદી મન જાવે ગ્યાને,
તો રટણ રહે નહિં યાર, ચૂક તો પોચે ધ્યાને. ૨
પડશે ભુલજો આપણે, ધ્યાન ખસે કોવાર,
પંડયો પાસ બોલાવીને, મારે સોટી ચાર;
મારે સોટી ચાર, આપણો વાંક જણાવે,
પાટી પંડયો પાસ આપીને ફેર ગણાવે.
દાખત નારણદાસ ભુલતો આડી નડશે,
ખસે ધ્યાન કોવાર, ભુલ તો પાછી પડશે. ૩
પાઠ આપણો આવડે, નંબર ઉપર જાય,
પંડયો પ્રીત કરે બહુ, ઉરમાં રાજી થાય;
ઉરમાં રાજી થાય, પ્રીતથી પાસ બોલાવે,
લાજ વધારે આપણી, શિષ્યમાં ઠિક ચલાવે.
દાખત નારણદાસ પંડયો કે' ઠિક લાવ્યો તું ઠાઠ,
ઉપર નંબર જાય, આપણો આવડે પાઠ. ૪
નહીં પાઠ જો આવડે, ઠોઠ ગણાઈ આપ,
પંડયો ક્રોધ કરે બહુ, રીસથી આપે સ્રાપ;

રીસથી આપે સ્રાપ, આપને લાગે ખોટું,
પાઠ કરો નહીં યાર, દુઃખ તો થાયે મોટું.
દાખત નારણદાસ, દાખલ નિત્ય રે'વું અહીં,
આપ ગણાઈ ઠોઠ, પાઠ જો આવડે નહીં. ૫

આ શિખામણ દૈવ્યસંગે યાદ રાખી અને થોડા દિવસ નિશાળે જવા લાગ્યો એમ કરતાં થોડેક દિવસે ઉપલી વાત ભૂલી ગયો. અને શેહેરમાં રખડવા માંડયું; પીતાની કાંઇ દરકાર રાખતો નથી, અને નહારા માણસની સોબત કરવા માંડી. સોળથી અઢાર વરસની ઉમરે પહોચ્યો એટલે તો કોઈને ગણવા લાગ્યો નહીં અને પોતાની મરજી મુજબ વર્તવા લાગ્યો. એ નગરમાં તેની દ્રષ્ટે એક સ્ત્રી પડી હતી તે ઉપરથી તે નિત્ય તેના ઘર આગળથી નિકળે. તે સ્ત્રી જયાં જાય ત્યાં તેની પાછળ જાય પોતાના માથાના વાળ ઓળી સાફ કરી પાટી પાડી વળદાર ફેંટો માથે બાંધી ભભકા ભરેલાં સુવસ્ત્રો પહેરી ચાલે અને મનમાં એમ જાણે કે મારા જેવો કોઇ છેજ નહીં. પેલી સ્ત્રી પણ મહા દુષ્ટ હતી. તે વ્યભીચાર કર્મ કરતી; તેથી તે પણ તેના જેવીજ હતી; તે બંને ઉપર લાગુ પડે. તેવા નીચેના કુંડળીયા વાંચો.

## કુંડળીયા.

બંદા બેસ બણી ઠણી, ફરે નગરની માંય,
તેલ ફુલેલ લગાય કે, ભટકે અહિંથિ ત્યાંય;

ભટકે અહિંથિ ત્યાંય, ઉરમાં વિકાર ભારી,
નારી જોવા કાજ, નીચની કરેજ યારી.
દાખત નારણદાસ, ફોગટ ફૂલે ફંદા;
ભટકે શેહેરની માંય, એશ બણીને બંદા. ૧

બંકા કેશ બનાવિ કે આંટી પાડે ચાર,
અત્તર અંદર ધાલકે, તાકે જોવા નાર;
તાકે જોવા નાર, દિલમાં રહે ઉદાસી,
નારી પુરૂપ એક જન, પરસ્પર કરેજ હાંસી;
દાખત નારણદાસ, ફેલમાં ફરેજ ફંકા,
તાકે જોવા નાર, બાંધીને આંટી બંકા. ૨

બંદા કુક્કડ બની ઠણી, રાતી રાખે આંખ;
મગરૂરીમેં પીરત હેં, ફરે વીહંગની પાંખ,
ફરે વિહંગની પાંખ, આંખથી જોવે આડું.
નાંખી મુચ્છે હાથ મુખથી બોલે ટાઢું,
દાખત નારણદાસ ફેલમાં બનેજ ફંદા;
ફેરવી મુછે હાથ કુક્કડ થઈ ચાલે બંદા. ૩

અંધે ઉજડ દેખ કે, ફરે ચાહરે પાસ,
દેખ ધરે મુખ આરસી, રાખી મન હુલાસ;
રાખી મન હુલાસ, આશ નિત્ય અંતર ઉંડી,
વ્યભીચારને કાજ ફરે બહુ નજરે ભુંડી;
દાખત નારણદાસ, ઉરમાં ફુલે ખંધે.
રાખી અંતર આશ, દેખને ઉજડ અંધે. ૪

અથ વ્યભીચારકો અંગ કહ્યો? હા કહ્યો.

આ નિચેના કુંડળીયા છે તે પણ ઉપરના માણસને મારેછે.

બંદે બાજી જુઠ હે, દેખ ખલકકી માંય,
હરી ભજન કો મેલદે, ભટકે અહીંથી ત્યાંય;
ભટકે અહીંથી ત્યાંય, બાજીકી સૂરત ચુકાવે,
જો મર જાવે તત્કાળ, સોગઠી અપની જાવે.
દાખત નારણદાસ કયું મન ભટકે ગંદે,
ભટકે ખલકની માંય, જુઠ હે બાજી બંદે; ૧
બંદે સોગઠ ચલમેં, સરત રખે નહીં યાર;
પેચ પોતાનો જાય કે, મર જાવે તે વાર;
મર જાવે તે વાર, સોગઠી પીછી આવે;
યું નજર ચુકે જે વાર, તે દિન ખત્તા ખાવે;
દાખત નારણદાસ, નહીં ઉર માંને ખંધ;
મર જાવે તત્કાળ, સરત જો ચુકે બંદે. ૨
બંદે સોગઠ ચલનમેં રાખે બબે જોડ;
દાવ રખે નિત્ય સરતમાં, નહીં આવે કો ખોડ;
નહીં આવે કો ખોડ, જોડ જો રાખે પાસે;
જીત તણી કો વાર ઉરમાં રાખે આશે;
દાખત નારણદાસ નજર જો રાખે ગંદે;
તો ખોડ આવે નહીં યાર, સરત જો રાખે બંદે. ૩
બંદે બાજી ફીરનકો, તરી ગયો સો યાર;
શેહેર સોગઠી આવી કે જો ચુકે તે વાર;

જો સુકે તે વાર ખલકમેં ફેર ફરાવે;
જમકું હાથ જાવ ફેર તે નહીં ઠરાવે;
દાખત નારણદાસ, સોગઠી ફિરાવે ગંદે;
યું ફિરત અપની કાય, બાજી જો હારે બંદે. ૪

એક સમયને વિષે રાજા દાદસેન સભા ભરીને બેઠા છે. તેવામાં કોઈ માણસે આવી કહ્યુ કે મહારાજ દૈવ્યસંગની માતુશ્રીને મહા જોરભેર તાવ આવ્યો છે; આ વચન સાંભળી તે બહુજ નારાજ થયો. એમ એક બે દિવસ ગયા એટલે તેનું મૃત્યુ થયું તેથી પુર્ણ શોક પ્રાપ્ત થયો; લગભગ એક વરસ થયું એટલે રાજા દાદસેન પણ મરણ પામ્યો. અને પરમાત્મા પરીબ્રહ્મનારાયણની શેવામાં તેનો આત્મા દાખલ થયો. શેહેરમાં ઉત્પાત થયો. ( શોક વર્તાયો ) આમ શોકમાં કેટલાએક દિવસ વિત્યા પછી માંડવ ઋષિએ પ્રજાનો મત લઈ દૈવ્યસંગને ગાદીએ બેસાડવાનું કર્યું. પ્રજા વિચાર કરવા લાગી કે આ દુષ્ટ રાજ્યનો ધણી થયો પણ સારા માણસની ઈજત લેશે.

આમ દિવસ જતાં દાદસેનને પુરાં બે વરસ થયાં નથી ત્યાંતો કામમાં ગરક થઇ ગયેલો સારા માણસોની ઈજત લેવા મંડયો તેથી સર્વને ક્રોધ ચડયો. કેટલાએકે માંડવઋષિને કહેવા માંડયું. ઋષિ પણ તપાસ કરવા લાગ્યા તો તે ખરેખર વ્યભીચારી નીસર્યો અંતે ઋષિ ક્રોધે ભરાઇ શ્રાપ દિધો કે હે દુષ્ટ તારૂં સગુ સબંધી આ નગર સર્વનો નાશ થજો અને તું રખડીને મરજો.

આ શ્રાપ આપી ઋષિ ચાલતા થયા અને પોતાને અસલ સ્થાને જઇ તપ કરવા માંડયું.

રાજા દૈવ્યસંગને રાજ્ય કરતાં જ્યાં એક વરસ પુરૂં ન થયું ત્યાં ઋષિનાં વચન પળવાનાં ચિન્હ થયાં. થોડે થોડે કુટુંબ કબીલાનો નાશ થયો અને શેહેરનું પણ તેમજ થયું. અંતે દૈવ્યસંગે વિચાર્યું કે જ્યાં ઋષિ હોય ત્યાં જઇ તેના ઉપર તપ કરી તેને પ્રસન્ન કરૂં. પછી રાજા દૈવ્યસંગ ચાલ્યો ને છેવટ જ્યાં ઋષિનું સ્થાન હતું ત્યાં પોચ્યો પછી તપ કરવા મંડયો. કેટલેક દિવસે ધ્યાનમાંથી ઋષિ જાગ્યા ને જોયુંતો દૈવ્યસંગને તપ કરતાં જોયો. પછી રૂષિએ તેને પુછ્યું કે કેમ તપ આદર્યું છે? તેણે કહ્યું મહારાજ તમે જે વચન કહ્યાં હતાં તે થયું માટે હું તેની માફી માગવા આવ્યો છું—આ વચન સાંભળી ઋષિએ થોડીવાર વીચાર્યું વિચાર કરી કહ્યું કે જા દુષ્ટ તારા જેવો હું થતો નથી તારૂં કલ્યાણ થશે તારૂં નગર પાછું અસલ સ્થીતીમાં આવશે સર્વ વાતથી તું સુખીઓ થઇશ પણ જો શિયળવ્રત્ત પાળીશ તો થશે. નહીં તો ભાઇરે હતું તેવું થશે.

દૈવ્યસંગ કહે બહુ સારૂં મહારાજ એમજ જોઇએ છીએ. હું આપનાં વચન હવે પાળીશ. એમ કહી ઉઠયો ને પાછો પોતાના નગરમાં ગયો ને છ માસની અંદરમાં પાછું સર્વ અસલ સ્થીતીએ પોતવા માંડયું.

એ પ્રમાણે રાજા દુર્ગસેને તપ આદર્યું દાદસેન રાજ્ય રીત ભોગવી છેવટ દૈવ્યસંગે રાજ્ય કર્યું શેહેરનો નાશ થયો પાછો ઋષિ ઉપર તપ આદરી સર્વ સારૂં કર્યું એ નામે ગૌત્તમવંશી દયાળજી સુત નારાયણ વિરચીત્તે કરેલી માંડવઋષિની કથાનો અધ્યાય ત્રીજો સંપુર્ણ કર્યો.

માંડવઋષિની કથાનો પ્રથમ ભાગ સમાપ્ત.



# માંડવઋષિની કથાનાં અગાઉથી થયેલાં ગ્રાહકોનાં મુબારક નામ.

બોટાદ સ્ટેશન. ૧ હરગોવન અજરામર. તારમાસ્તર ૧. મોતીલાલ જીવન. સદર. ૧ પ્રાણજીવન નથુ. ૧ ગોપાલ મથુર. વઢવાણ કાંપ. ૧ સામતસીંહ હમીરજી. બોટાદ શેહેર. ૧ રા. રા. ચુનીલાલ છગનલાલ. શેઠ. સી.રી.ડી ૧ રાઠીમતલાલ હરીલાલ. શેઠ. સુતાર ભૂરા ગીરધર. છોટાલાલ છગનલાલ. ચુનીલાલ મફતલાલ. ૧ જેચંદ ત્રીભોવન. ત્રંબકલાલ કેશવલાલભાઈ. શેઠ. ભાઈશંકર દયાળજી. દ્વિવેદી માણેકચંદ વસ્તા. શા. ચતુર સામજી. ગીગા જેઠા. મગનલાલ કસળચંદ. શેઠ. મોરબી સ્ટેશન. ૧ મી. કીસ્નરાવ હરીપંથ સબસ્ટોરકીમપર. ૧ ભવાન સખારામ. પંડીત મોરબી રેલવે ગાર્ડ. મુંબઇ પ્રભાશંકર ઘેલાભાઈની મારફત ૮. ૧ હઠીસંગ દામોદર. વીવીંગ કલાર્ક. દામોદર મુલજીરામ ફીયર. દામોદર જાદવજી. સીપલાયર. ગોપાલજી આણંદજી. કેસીયર. પ્રેમજી પુરૂસોત્તમ બીલડીંગ કલાર્ક. ૧ ભગવાનદાસ ગોરધનદાસ. માહેશ્વર ગણપત્તરામ લેપ કલાર્ક મીયાં કાસીમ ડીનસ્મીથ ચુડા. મોહનલાલ હરીશંકરની મારફતે. ૮.—૧ મોહન હરીશંકર. કાળીદાસ કરશનજી. સુખલાલ રાયચંદ. ગૌરીશંકર કેસવલાલભાઇ. મેરૂજી ડોસાજી. સરવૈયા તાબે ગોંડળ. સુરસંગ રતનજી બેસનાળ પોલીસ

પટેલ મેતા ભાઈશંકર કાળુભાઈ કુ. શ્રી. કારભારી ૧. ન્યાયાધીસ સાહેબ વલ્લભદાસભાઇ મુ. થાનગઢ નારાણજી ત્રીભોવનની મારફતે. ૮.–૧ શા હંસરાજ બાવા. ૧. દયાશંકર શીવરામ. આ. નાગરદાસ બાવા. ઉજમશી લવજી. કુંવરજી લવજી. દવે લીલાધર દેવજી. બાશ્રી. બ્રા. ઓઝા ડોસા નાનજી શા. દામોદર વખતચંદ. બી. આ. લખનર લક્ષ્મણરાવ સખારામની મારફતે. ૨૪.–૪ લક્ષ્મણરાવ સખારામ સરવે કલાર્ક.૧–દુલારાવ સખારામ– ઝાલા દાજાભાઈ તેજાભાઈ–ઝાલા સામતસીંહ હાથીભાઇ. કલમ. મેતા માધવજી સામજી મેતા વીરચંદ મહાદેવ. શા. રણછોડલાલ મોતીભાઇ. શા. શીવલાલ મોરારજી. શેઠ મોહનલાલ હરજીવન. શા. ઉજમશી પ્રેમચંદ શા. શીવલાલ પુરૂષોત્તમ. શા મગન પરશોતમ. વ્યાસ રામચંદ્ર મુળજી. ભાવસાર કચરા ઝુંઝા. ભા.પુરૂષોત્તમ નથુ. ઓધડ પરશોતમ. ભા. ખેમા ચતુર. સોની ભનુ પ્રભુ. મેરાઈ ચતુર હરજી. મૈં. તળસી બહેચર. લવાર હરજી મેઘજી. વોરા. નજર વલીભાઈ. મુ. પાદરા. તા. વડોદરા. શીવલાલ રૂપચંદની મારફતે–૮.–૧ ચુનીલાલ બાપુજી. ધરમદાસ ઝવેર. શા. છોટાલાલ પીતાંબરદાસ. શા. શામળ ગીરધર. ચુનીલાલ પરશોતમ. ગાંધી નરોતમ ઝવેર. વીઠલ જગજીવન. મોતીલાલ કીલા. મુ. કરાંચી. નારણજી દેવચંદ ખોટાદવાળાની મારફત. ૭–૧ શા. ફુલચંદ ત્રીભોવન. સરાફ શા. લલુ કસ્તુર. શા. મગનલાલ વ્રજ

લાલ. શા. બળદેવ ચીકારોચેના તાર માસ્તર. શા. અમથા મુલા—૧—રેવા પુરૂષોત્તમ. શા. વ્રજલાલ નથુ. મુ. રાણપુર. પ્રભુદાસ કુંવરજીની મારફતે—૮.—૧ લલુભાઈ લાલચંદ. શા. તલકસી ચતુરદાશ. શા. સુખલાલ પાનાચંદ. ૧ શા. તારા ચંદ કુંવરજી. તથા ડુંગરસી દીપા—૨ શા. મથુર લાલા—૨ શા. પ્રભુદાસ કુંવરજી. મુ. રાજકોટ ટ્રેનિંગકૅાલેજ—૧૩.—૧ ત્રીભોવન નારાયણ—૧ ખીમજી ગીગાભાઈ. જીવરામ સુંદ રજી. લખુભાઈ ડાહ્યાલાલ. વજેરામ વિશ્વનાથ. જગજીવન ત્રીકમજી. ઉજમશી માનસંઘ. ઓધડલાલ હરીશંકર. બહેચર કરશનજી. ત્રીકમજી બહેચર. જટાશંકર કરૂણાશંકર. કાળીદાશ મહાશંકર. ખુશાલ ભાઈશંકર. મુ. આટકોટ. ધનેશ્વર જેઠાભાઈની મારફત—૫.—૧ મોહન રતનસી. લાલજી માધવજી. ઓઝા કડવા મોરારજી—૧ વૈવઝી કારકુન ઠકર. વીરજી પુંજાભાઈ ઝંગવડ. મુ. ગઢડા. તાલુકા સ્કુલ માસ્તર મારફત—૧૭ નાનચંદ તારાચંદ. જીવરામ હરીભાઈ. આ. પોપટ તારાચંદ. આ. રામચંદ્ર ભવાનીશંકર. મેમણ ઈસા અમીભાઈ બોપાલા—૫ નથુભાઈ જગનનાથ. વ્યાસ કોટડા પીઠડા. સેં. ગ્રે. વ્યાક—૫ પ્રાણજીવન રણછોડ. દવે તા.મા. ઠકર લવજી જેઠા. મણીશંકર ઈચ્છાશંકર મેહેતા પાટણ કારકુન મુ. બોટાદ આણંદજી ઝવેરની મારફત—૮—૨ દામોદર ખુશાલ, આ—૩ આણંદજી ઝવેર ઉમેદવાર વકીલ૧ જેચંદ ઓત્તમ. ઉજમશી રઘુભાઈ સલોત ગાંધી સુખલાલ રતનશી. બોટાદ ૮ ફકીર ભીખજી રેમાનની મારફત—૧

ખોજા કાશમ રામજી. શિપાઈ મુજી ચાંદ શા. કુબેર ઓ
ધડ. ખોજા છગન માંડણ. શીપાઈ ફલજી ભાઈજી. વલકા
કલ્યાણ. કાનજી ધરમશી. અબદુલા સુમાર. સંધી. મુ. કો-
લાપુર–૧૦ શા. ત્રીભોવન હાથીચંદ. મુ. સમોડ શા. મુ-
લચંદ માનચંદ. શા પુંજારામ હરીચંદ. મુ- સોજીત્રા. શા.
ગીરધરલાલ મોહનલાલ. શા અમૃતલાલ ઈશ્વરદાશ. મુ.
અગાસ તાબે પેટલાદ–૧૦ પંડ્યા બક્કોર ભાખારામ. મુ.
આટકોટ સદરની મારફતે–૧૪ વીઠલ વી. માધવજી. રા.રા.
ધનેશ્વર જેઠાભાઈ. પરભુદાશભા. ખત્રી. મુલજી જીવા.
મોદી તળશી નથુ. શા. વીરચંદ ટોકર. માધવજી પરશો-
ત્તમ. શેઠ. ડુંગરશી ડાયા–૧ પારેખ દાદાશી નથુ. શા.
દલપતરામ. ૧ આટકોટ લાઈબ્રેરી સારૂ ૧ રણછોડદાસ
લાલજી. શામજી વી. રાઘવજી. માણેકચંદ જેમલ. મુ. અ-
મરેલી. ૧ ચાંચઇના દરબારવાળા જતમાલ માણશીઆ–૧
મંગળજી માધવજી. જુનાગઢ કારકુન. ૧ શેખ રમઝાન
સબઈનજીનીયર અમરેલી. બોટાદ હીરાજી માધુજી. ચુનીલાલ
માધવજી.

## નમ્રવિનંતી.

દિલગીરી સાથે લખુંછું કે આટકોટના કેટલાએક ( બે
ત્રણ ) સાહેબ પોતાના અક્ષર એવા કાઢ્યા કે નહીં ઉકલતાં
તેમનો હોદ્દો યા જેવું ઉકલ્યું તેવું લખ્યું છે તો તે માફ કરશો.

N. D. D.

# ગ્રાહકોને સૂચના.

સાહેબો આ પુસ્તક બહાર પાડતાં તેનો ખર્ચ પરાણે પુરો પડશે. માટે મેહેરબાનીની રાહે લવાજમ તાકીદથી વાળવા તસ્દી લ્યો અને લવાજમ મોકલવું તેમણે ઘણું કરીને મનીઓર્ડરથી પૈસા વાળવા અને થોડા પૈસા વાળાએ ટીકટો મોકલવી. ટીકટો અડધા આનાવાળીજ મોકલવી અને રુપિઆ એકે ટીકીટ એક વટાવની મોકલવી. મોકલેલું લવાજમ અમને પોચતાં સુધી તેનું જોખમ મોકલનારને શિર છે. મેહેરબાન સાહેબ— આપને લખવું પડે તેમ નથી એજ વિનંતી

**લી. નારાયણ દયાળજી.**
બોટાદ—કાઠિયાવાડ.

## !!! તદન કવિતા રૂપ વાંચવા જેવી બુક. !!!

**સંસ્થાન ભાવનગરના મહારાજ રાઓળ શ્રી તખસિંહજી. G. C. S. I. તેમનાં પ્રજાહીતનાં કરેલાં કાર્ય સબંધી રસિક ગાયન.**

ઉપરના નામ વાળી બુક મારા તરફથી થોડી મુદતમાં બહાર પડશે જેમણે લેવા ઈચ્છા હોય તેમણે નિચેને શિરનામે લખવું. કીંમત માત્ર આઠ આનો ટપાલ સાથે. તદન કવીતા રૂપ છે. સવૈયા, હરીગીત છંદ, બનઝારા, કાલીંગડાની ગર્બી—બીહાગ એ શિવાય બીજા રાગ છંદથી ભરપુર છે. માટે ખરીદો અમુલ્ય લાભ લ્યો—લ્યો—લ્યો. એ અમારી ફરમાશ છે.

**લી. નારાયણ વી. દયાળજી.**
બોટાદ—કાઠિવાવાડ.